

॥ श्रीगजानन प्रसन्नोऽस्तु ॥

# 'પ્રેમનું પંખી.'


લેખક અને પ્રકાશક

**મગનલાલ મોતીરામ પાઠક.**

મુ. બાદલપુર.

પોસ્ટ બહિયલ, ઉત્તર ગુજરાત.

તા. દહેગામ.



સંવત ૧૯૭૪. સન ૧૯૧૮.

...નલાલ હીરાલાલે

...ી વિજય પ્રિન્ટીંગ

પ્રેસમાં છાપ્યું

૪૨૩ [illegible]

અમદાવાદ.




ગુજરાતનો [illegible] મોતીરામનો સ્વર્ગવાસ સંવત

૧૯૭૩ ના આશ્વિન કૃષ્ણપક્ષ પાંચમ ને

રવિવારના દિલગીરી પત્રમાંથી

---

## ભુજંગી છંદ.

અરે ઓ વિયોગી વડા વીર ગારા કઇ પેર મેળાપ થાશે તમારા.
ન આવે કશી વાતનો ઉર આરો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો.
ભલે છો ગયા સ્વર્ગમાં સુખ સારૂ, પછી ના ધર્યું શું થશે જે હમારૂં;
તરી સિંધુ શોધી લીધો છે કિનારો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો
હતો હું સદાનો વિદેશે વસેલો, નથી કામકાજે જરીએ કસેલો;
લઘુ ભ્રાત ફવે અતિશે તમારો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો
અમો હિનભાગી અરે પ્લંગ આવ્યો, અમારો અમુલક્ષ હીરો ગુમાવ્યો;
કહો કેમ લાગે નહિ દુઃખ ભારો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો.
વિસારી હમોને હવે વિર વારૂ, હરી હેતમાં ચિત્ત જોડી તમારૂં;
દેજો દીન પોકાર એછે હમારો, સદા શાન્તિ પામો જીવાત્મા તમારો.

॥ ॐ शान्तिः ॥

( શ્રી દ્વારકેશો જયતિ. )



શ્રી

ગણેશાયનમઃ

# 'પ્રેમનું પંખી.'

પ્રિય પાઠક ! આ કથાનો સમય આશ્વિન માસના શુક્લપક્ષની એક સંધ્યાનો છે. નભનાથ શ્રી સવિતાનારાયણ અસ્ત થઇ ગયા હતા. પરંતુ તેમની સોનેરી રશ્મિઓ હજુસુધી સ્વચ્છ આકાશમાં નષ્ટ થઇ નહતી. આકાશ જાણે સુવર્ણથીજ ભર્યું હોય તેમ સુવર્ણ-રંગી પ્રકાશમાન હતું. તેમજ સામી દીશાએ ( પ્રાચી દિશાએ ) નીશાનાથનું આક્રમણ થતું હતું. આ વખતે અઘોર જંગલ કે જેમાં મનુજનો પગરવ પણ ન થયો હતો તેવા દુર્ઘટ સ્થાનમાં વિચિત્ર અવસ્થામાં અટણ કરતો પુરૂષ દષ્ટિગોચર થતો હતો. તેની મુખમુદ્રા-તરફ દષ્ટિ નાખતાં તે કોઇ મહાન ગંભીર વિચારમાં હોય તેવું સ્વાભાવિક રીતે અનુમાન થતુ હતુ. દેખાવ ઉપરથી તે કોઇ રાજ-કુમાર હોય તેમ જણાતુ હતુ.

વાંચક ! ચાલ તેની પાસે! પણ સ્મરણમાં રાખજે કે ત્યાંના વ્યાઘ્ર સિંહાદિ પ્રાણીઓના કર્કશ ધ્વનિથી ભય પામતો ના. પ્રિય વાંચક ! ભયના અંતે આનંદ પણ સમાયલો છે. ત્યાં તને સૃષ્ટિનું અદ્દભુત સૌન્દર્ય જોવાનો સમય પ્રાપ્ત થશે ! શું મનને આલ્હાદ આપવાને આ એક અત્યુત્તમ સાધન નથી ?

અરે ! જો ! કેવું ભયાનક જંગલ ? અરે પણ તેં જોયું ? ના જોયું હોય તો જો ! સામેથી વનરાજનું આક્રમણ થતુ લાગે છે. ડરતો ના. જો ! જો ! રાજકુમારે પોતાની રાઈફલથી તેને યમદ્વાર તરફ વિદાય કર્યો. અહા ! કેવી સમયસુચકતા ? કેવો શુરવીર ? જો ! જો ! સિંહ ઉપર કેવી છટાથી બેઠો છે ! જાણે યમરાજ પોતેજ ન હોય ? વિજય પ્રાપ્ત થવાથી કેવો આનંદી દેખાય છે ? પણ આ શું ? તેની મુખમુદ્રા એકદમ કેમ કરમાઇ ગઇ ? શું હિંસાના ત્રાસથી ? ના ! ના ! ક્ષત્રિયોનો તો તે ધર્મ છે; ત્યારે શાથી ? હશે ! જે હશે તે હશે ! થોડાજ સમયમાં જણાશે ! પરંતુ ચાલુ સમયમાં તો તેના વર્તન ઉપર દૃષ્ટિ લંબાવવી યોગ્ય છે. જો ! સાંભળ તે કંઇ ગાન કરે છે.

**રાજકુમાર—** **ગઝલ.**

અયે ! વ્હાલી વિયોગી હું થયો તારો ગઇ ક્યાં તું ?  
વિધિને વશ થઇ વચનો રૂપી મેં વિષને પાયું.  
અરે ! આ મંદભાગીએ દીધો છે છેહરે ! વાલી;  
ન સ્હેવાયે ! ન જોવાયે ! દુરિત એ દશ્ય મારાથી !

ખરે રખડુ ! ખરે રઝળુ ! વનોમાં હું અતિ ભટકુ;
તથાપિ ભાળ ના તારી, મળેથી અત્રરે ! અટકુ.
અરે ! રે ! સર્વની અવધિ નથી શું પ્રાણપ્યારી કે' ?
વિસારી પાપ મારાને ક્ષમા શું નહિ કહે તું દે ?
પસ્તાવા થકી શું ના ક્ષમારે ! હોય પાપોની ?
વિસારીને વૃથા વચનો પ્રિયા પીયૂષ પાવોની.

રાજકન્યે ! શું જશોજ ? પ્રિયે ! આ ત્હારા પ્રેમના યાચક તરફ જરાતો દૃષ્ટિ લંબાવ ? અરે ! આ કૃતઘ્નીના મહાન પાપને વિસારી દયા લાવ ! પ્રિયતમે ! ક્યાં શોધું ? અહા કર્મનાજ યોગે કરી હું આ સ્થળ જોવાને ભાગ્યશાળી થયો છું. ભાગ્યશાળી યા અભાગ્યશાળી ? જો પ્રિયાની પ્રાપ્તિ થાય તોતો ભાગ્યશાળીજ છુ પરંતુ ન થાય તો આવા વિકટ નીબીડારણ્યમાં આવવાથી મંદભાગીજ લેખાઉ. અરે ! રે ! નગરે નગર ! ગામે ગામ ! નદી અને સરવરતટો અને મહાન ભયાનક જંગલો પણ ફરી ચુકયો. પરંતુ પ્રિયાનો પત્તોજ નથી. શુ કરૂ ? ક્યાં જઉ ? હે સર્વેશ્વર હવે તો ત્હારાજ ઉપર આધાર છે. કારણ કે—

મનમાં ચહે શું માનવી શું દૈવ મનમાં ચ્હાય છે.
સુખ દુ:ખનું ચક્કર જુઓ ફરતું સદા દેખાય છે.

નાથ ! હવે સમજાય છે કે મનુષ્ય યત્નને ઈશ્વર કૃપા હોય તોજ સર્વ સાનુકુળ બને છે. નાથ ! દયા લાવ ! દયા લાવ ! આ ત્હારા સંતાન તરફ દુર્લક્ષ કરીશમા !

કોઈ તનકા તાપ સમાદોરે પરમારથ કરને વાલા.
કેસરકા મેં કરૂ બીછાના કેસરકા બેપાર
તબલા પણ મેં તેના બનાવુ સારંગી સીતાર. કોઈ૦
કેસરકા મેં કરૂ કવાલી ભેરવ ધ્રુપત ખાસ.
અંતર મેરે આવે નહિ ગુલાબ કેરી બાસ. કોઇ૦
કેસર કવિકી કલ્પના ઓર કેસર ઠામોઠામ
પ્રિયા એહિ હય ઇસ સંસારે મેરે મનતો રામ. કોઇ૦

અરે! પણ આ શું? આવા દુર્ઘટ સ્થાનમાં એક અબળા! અને તે પણ એકલી? શું પ્રિયે તો નહિ હોય? ના! ના! તે શું આવી ભરવાડણ સ્થિતિમાં હોય? મારૂ કોમળ કુસુમ શું આવા વિકટ સ્થાનમાં રહી શકે? ના! ના! આતો ભ્રમણા છે! કૈવલ્ય ભ્રમણા, બીજુ કંઇ નહિ! પરંતુ દુર્ભાગ્યવશાત તેમ હોઇ પણ શકે! કારણકે તેના વસ્ત્ર ઉપરથી તે ભરવાડણ જણાય છે પરંતુ તેની ચાલ ઉપરથી તો તે કોઇ કુલીન સ્ત્રિ હોય તેમ અનુમાન થાય છે. લાવ! બોલાવી કંઇ પ્રશ્નદ્વારા પૂછી લઉ!

અરે! આમ આવો આમ! ઓ રસ્તે જનાર? તમારી ટોપલીમાં શું છે?

**ભરવાડણ**—આપને શું કામ છે? મ્હારે અગત્યનું કામ હોવાથી હું રોકાઇ શકું તેમ નથી.

**રાજકુમાર**—શું આપને એક વિરહાગ્નિમાં બળતા પોતાની પ્રીયાની શોધ કરતા, એક ક્ષુદ્ર પ્રાણી પર અરે! મનુષ્ય પર, દયા

ઉત્પન્ન નથી થતી કે ! મ્હારે કાંઇ બીજુ કામ નથી પણ મ્હારે આપને કાંઈક પૂછવાનું છે.

**ભરવાડણ**—પરંતુ હાલ હું રોકાઇ શકુ તેમ નથી.

**રાજકુમાર**—લલને ! નીચ માણુસ પાસે યાચના કરી હોય અને તે સફળ થાય તો પણ અધમ છે અને ઉચ્ચ સદ્ગુણી માણુસ પાસે યાચના કરી હોય અને તે જો નિષ્ફળ થાય તો પણ શ્રેષ્ટ છે, આ મહાન વાકયને અનુસરી હું તો મારા મનને શાન્તિ આપીશ ! પરંતુ આપ પથીક ધર્મ વિસરીને તમારા હૃદયને કેવી રીતે સાંત્વના આપશો ?

**ભરવાડણ**—મહાનુભાવ ! સ્ત્રિ અને પુરૂષે કદી એકાન્ત સ્થાનમાં ન બેસવુ એ શું આપની જાણ બહાર છે ?

**રાજકુમાર**—લલને ! આ સુત્ર હું સંપૂર્ણ રીતે સમજુ છું પરંતુ અમે દુઃખીને દિલાસા રૂપ થવું એ તમારી ફરજ છે.

**ભરવાડણ**—બોલો ! આપ શું કહેવા માગો છો ?

**રાજકુમાર**—કર્માધિન થઇ મેં મારી પત્નિનો અનાદર કરી ત્યાગ કીધો છે. પરોપકારી લલને ! શું એ રમણીએ આ અરણ્યમાં દુઃખથી કંટાળી વાસ કીધો છે ? આપ શું તેમને ઓળખો છો ?

## શેરો.

**ભરવાડણ—મહાનુભાવ !**

**અપરાધ** વિન અબળાપરે, દુઃખ રાશિ શું નીપજાવવી;
છે ધર્મ શું એ આપનો. કે વા'લીને વિસારવી.

**રાજકુમાર—**

આધિન થઇ મુજ ભાગ્યનારે ! દુઃખ દીધું નારને;
પ્રાશ્ચિત કારણ તેહના મેં ત્યાગ કીધું રાજ્યને !

લલને ! જો આપ જાણતા હો તો મને મારૂ પ્રેમીપુષ્પ અરે ! પ્રેમનું પંખી બતાવો ! જ્યારથી તે પંખી ઉડી ગયું છે ત્યારથી આ જાતની શી અવસ્થા થઇ છે તેતો આ તને મારા શબ્દોચ્ચારથી સમજાયુજ હશે.

**ભરવાડણ**—શું માથું કાપીને પાઘડી બંધાવવી, વિષ દઇને શોક કરવો યોગ્ય છે કે ? અરે ! આવા નિર્દય મનુષ્ય સામે જોવું પણ ઉચિત નથી. તો આપની સાથે આટલા લાંબા સમય સુધી વાત કરી જેથી હું અત્યંત પાપી થઈ છું. મને પણ તમારા જેવાજ નરાધમે ત્યજી છે ! બસ ! હવે રજા લઉ છું. (જાય છે)

**રાજકુમાર**—ઉભાં રહો ! ઉભાં રહો ! મારા ચિત્તને પોતાના સ્થાને લાવનાર લલના ઉભાં રહો ! જે પંખી ઉડી ગયું હતું તે આજ લાંબા સમયે મને પ્રાપ્ત થયું છે ! તુંજ મારૂ પ્રેમનું પંખી છે.

**ગઝલ.**

વચન અમૃતને પાઇ, અરે ! પ્રેમી વિયોગણ તું;
ભ્રમિત થાતાં ભુલાવીને, અરે ! શું જાય છે ચાલી ?
દીલાસો દુઃખનો દઇને, કીધી તેં ચિત્તની શુદ્ધિ;
તથાપિ તું જવાથીરે ! હ્રદય મારૂં જશે ફાટી.

થયેલી ભસ્મ આશાને, પુનર્જીવન પ્રિયે દીધું;
ગમન ત્હારા થકી તોરે! જીવનવૃત્તિ ત્યજુ વાલી.

સુધાસમ પ્રેમની જ્યોત્સ્ના, હૃદયમાં જ્યાં હતી જામી;
થતાં વિમૂખ તેનાથી, પ્રિયે શું સ્હેજ જીવાશે.

ત્યજી વિષાદને વાલી, ઉરે કંઇ સ્નેહને ધારો;
પીયૂષ નીજ પ્રેમનું પાઇ, કરો નિજ પ્રેમમાં વૃદ્ધિ.

વિનંતિ રૂપ વચનોનો, અનાદર શું કરે પ્યારી;
થઇ તુજ પ્રેમનો ભોક્તા, કરીશ મ્હારી તને મ્હારી.

ખરેખર! તે એજ હોવી જોઇએ. એ હવે સાંજે આ જ માર્ગે પ્રયાણ કરશે માટે હે મન તુરંગ જીવડા બેસ આજ સ્થળે, જો ભાગ્યમાં હોય તો લલના મળે.

रात्रि ग्रमिशति भविष्यति सुप्रभात। ખરેખર! દુઃખરૂપી રાત્રિ પસાર થતાં સુખરૂપી પ્રભાત શરૂ થાય છે! હા! દુઃમના દોહલા દિવસો ઘણા વિતાવ્યા; પરંતુ તેને અંતે વા'લીનો સમાગમ થયો; પરંતુ અરેરે! પાછો વિયોગ! ઓ ક્રૂર કર્મ તું શું કરવા ધારે છે? હું નથી ધારતો કે તેણી પુનઃ આ સ્થળે આવશે અને મારે વિના પ્રયત્ને સમાગમ થશે?

અરે! પણ આ સામેથી કોણ આવેછે! બારોટ જેવા લાગેછે.

બારોટ—( પ્રવેશ કરી ) રામ રામ બાપુ રામ રામ. ભાઈ અત્રે કંઈ પાણી મળે એમ છે?

રાજકુમાર—હા! બારોટજી, જુઓ પેલું એક સરોવર દેખાય?

**બારોટ**—વારૂ ! ભાઇ તમે મારા ઉપર અતિ ઉપકાર કર્યો છે. કારણ કે તૃષાથી હું આકુળવ્યાકુળ થઈ ગયો હતો.

**રાજકુમાર**—ભાઇશ્રી આપ થોડા સમય સુધી અત્રે બેસો તેટલાજ સમયમાં હું પાણી લઇ આવું છું.

**બારોટ**—ના ના, ભાઈ! તેમ ન ઘટે. હુંજ ત્યાં જઇ મારી તૃષાને છીપાવું છું. અહા! કેવો મૃદુભાવ! ધન્ય છે ભાઈ ધન્ય છે!

( બારોટ પાણી પીવા જાય છે )

**રાજકુમાર**—અહા! સંસારચક્રમાં શું હું એકલોજ દુઃખિયો હોઇશ? ના, ના! પૃથ્વીતલમાં ઘણા હશે! અરે! હું તો તેમજ સમઝતો હતો કે આવા નિર્જન અરણ્યમાં ભ્રમણ કરનાર હું એકલોજ છું પણ તેમ નથી. કારણ કે એક તો આહિરભાર્યા સ્વરૂપે પ્રિયા મળી અને બીજા આ બારોટ મળ્યા. અરે! ભરવાડણ મળી તે તો જો કે પ્રિયા હતી અને દુઃખથી કંટાળેલી હતી જેથી આવા સ્થાનમાં વાસ કરે; પરંતુ આ તૃતીય પુરૂષ બારોટ કેમ ભ્રમણ કરતા હશે?

( દરમિયાન બારોટ આગમન )

**રાજકુમાર**—કેમ! બારોટજી! આપનું આવા અગમ્ય નિર્જન સ્થાનમાં આગમન થયું હતું?

**બારોટ**—બાપુ! જે રાજ્યથી સંપત્તિ પ્રાપ્ત થઇ, જે રાજ્યથી યશ મેળવ્યો અને જે રાજ્યના અન્નથી આ કાયા બંધાઇ રહી તો

તે રાજ્યના પાલક રાજા ગુમ થતાં તેને પડતાં દુઃખોમાં શું સ્હાય નં આપવી?

**રાજકુમાર**—અલબત! આપવીજ જોઇએ? બારોટજી! આપ કયા રાજ્યાશ્રયમાં હતા?

**બારોટ**—બાપુ! હું કનકાવતી રાજ્યેન્દ્રના આશ્રયમાં હતો.

(રાજકુમાર વિસ્મિત થાય છે)

અરે! તે રાજાએ કંઇક કાર્ય નિમિત્તે!—અરે! મિત્રના પર વિશ્વાસ રાખી પોતાની પવિત્ર ભાર્યાને ત્યજી. આખરે સત્ય સમજાયા વિના રહેતુંજ નથી. તે પ્રમાણે સત્યનો ઉજાસ થયો, અને રાજા પોતાની પવિત્ર પ્રેમદાની શોધમાં નિકળ્યો. રાજા વગર રાજ્ય નકામું. રાજ્યમાં અંધાધુંધી ચાલી, અને એ રાજ્યાશ્રયી આ પુરૂષ (પોતાને બતાવી) પોતાના મહિપતીની શોધમાં નીકળી નિષ્ફળતા પ્રાપ્ત કરતો અત્રે આવી ચઢયો. શ્રીહરિ કરે તે ખરૂં!

**રાજકુમાર**—ધન્ય છે! તમારા જેવા પુરૂષને! (મનમાં) અરે! મારા રાજ્યની આ સ્થિતિ!

પ્રિય પાઠક! આ બારોટ અને આ રાજકુમાર કોણ હતા તે હવે તને સમજાશે. ન સમજાય તો બારોટનાં વચનો પરથી જાણી લે.

**રાજકુમાર**—બારોટજી! આપનું કોઇ અનેર કાવ્ય થવાદો.

**બારોટ**—ભાઈ કાવ્ય તો ઠીક છે! કાવ્યામૃતનું પાન કરનાર પ્રતાપી રાજકુમાર ગુમ થતાં કાવ્યનો જુસ્સો આ શરીરમાંથી નષ્ટ-પ્રાય થયો છે.

**રાજકુમાર**—અરે કંઈક તો સંભળાવો.

**બારોટ**—સાંભળો ત્યારે! આપનાં વચનોનો હું અનાદર કરી શકતો નથી.

ક્યા મૂર્ખસે મિત્રતા, ક્યા કાયરસે કામ;
ક્યા ભડવેકા સંગ, (ઔર) ક્યા સુમસે કામ.
ક્યા સુમસે કામ, ગંડુસે વાત કહેના;
કહે પાઠક ધરી પ્રેમ, (એ) પાંચસે દૂરજ રહેના.
પાંચસે રહેના દૂર, નૂર નહિતર જાવે;
પાંચે કરે પાયમાલ, ગાંડેકા ગર્વ ગુમાવે.
ગાંડેકા ગર્વ ગુમાવે, પાસ રખે નહિ મેંના:
કહે પાઠક ધરી પ્રેમ, પાંચસે દૂરજ રહેના!

**રાજકુમાર**—વાહ! વાહ! બારોટજી? વાહ! ખૂબ કરી હો!?

**બારોટ**—ભાઇ! સમય સમયનું કામ કર્યા જાય છે. તેમાં ખૂબ કરી યા ન કરી એ શા કામનું?

**રાજકુમાર**—વારૂ બારોટજી! જો કે હું કવિ નથી પરંતુ આપના જેવા કવિયોના કાવ્યનો આસ્વાદ લીધેલો છે તે અનુસાર કંઇ ગાંડા ઘેલા પ્રાસ બેસાડી શકું છું તો હું પણ કંઇ કવિતામાં મારી હૃદયવ્યથા દર્શાવું છું.

કેમ કરી દરશાવું રાવ કેમ કરી દરશાવું,
હું તો હવે પસ્તાઉં રાવ કેમ કરી દરશાવું.

સરખી સારસ જોડ મળી'તી ચંપો ને ચંબેલી,
ઉડી ગયું તે પ્રેમનું પંખી ઝુરા હાલે મેલી રાવ...કેમ.

જે મૈત્રીમાં સુખને માની ત્યાગ સરવનો કીધો,
અહિ સ્વરૂપે તે પ્રેમીએ દંશ અનેરો દીધો રાવ...કેમ.

અનહદ કીધું મૂકી ન દીધું લીધું જે મન માની,
દીધું તે મેં સર્વ વિસારિ પાઠક ! પ્રેમ નિશાની રાવ...કેમ.

**બારોટ**—વાહ વાહ ! તમે પણ ભારે કરી હોં ભયા.

**રાજકુમાર**—વારૂ ઠીક છે, બારોટજી અમોને તો એવુંજ આવડે, હવે આપ થવા દો.

બારોટજી સાંભળો—

ઝાટ પૂછે ઝાટણીને, જો હોય ગામમાં રહેવું;
તો આઘું પાછું કાંય ના કરવું, હાજી હાજી કહેવું.

કેમ બરાબર છે ને.

**બારોટ**—ભાઇ તમે પણ ઠીક તાલ મારો છો, હાં ચાલવા દો. નહિતર સાંભળો:—

ધીક પરની ચાકરી, ધીક સસુર ઘર વાસ;
ધીક કામ શરમાવતું, ધીક પારકી આશ.

ધીક પારકી આશ, દાસત્વપણું કરવું;
કહે પાઠક ધરી પ્રેમ, એથી ભલું મરવું.

જીસકે બોલ બંધ નહિ, ટેક નહિ તનમે;
ઇનકા સાથ ન કીજીએ, છોડ ચલે વનમે.

છોડ ચલે વનમે, થવા લખ્યું તે થાય;
કહે પાઠક ધરી પ્રેમ, ધર્મ તજે ધન જાય.

ધર્મ તજે ધન જાય, થાય અંગ રોગવારૂ;
ખાવાં દામ દુહિતા તણાં, મરવું એથી સારૂં

   

**રાજકુમાર**—અરેરે ! બારોટજી મેં પણ સોબતે અસર આદરી, હિંદુ મટીને થયો પાદરી, છતાં આ અસહ્ય સંકટને સહન કરવાનો સમય આવ્યો છે. કારણ—

સંબંધી સૌ શત્રુ ગણ્યા, ન માન્યું માનું કહ્યું;
પરિણામ તરૂવર તજી, પંખીડું ઉડી ગયું.

**બારોટ**—હા બા હા, તમે તો સમજુ છો; પણ—

શું કરે જત્ન રત્નનું, રંક શું લે અનુભવી;
છુટી પડે સાગર પછી, મિથ્યા સરિતા શોધવી.

હવે તો બાપુ રજા લેઇશું મારે જરા કનકાવતી તરફ જવાનું છે. ( નિશ્વાસ નાંખીને )

**રાજકુમાર**—બારોટજી કનકાવતી તરફ જતા હો તો આ એક પત્ર લેતા જાઓ, ત્યાં પ્રધાનપુત્ર સોભાગ્યને આપશો તે મારો બાળસ્નેહી છે.

**બારોટ**—લાવો બા, મને શો ભાર પડનાર છે.

( બારોટને નીચે દર્શાવ્યા મુજબનો પત્ર આપી એક વીંટી ઇનામમાં આપી, બન્ને જણ જુદા પડે છે. )

**બારોટ**—આવજો બાપુ, રામ રામ. મને જરા આપનું ઓળખાણ ?

**રાજકુમાર**—હા, જરા શા માટે ? બધું એ મારૂં વૃત્તાંત સાંભળવાની આતુરતા હોય તો ગ્રાહક થજો-**બીજો ભાગ છપાશે.**

## બારોટને આપેલો પત્ર.

અરે શું ટેવ આ તારી, દયા ના દીલમાં ધારી.
ખરા આ મિત્રને તારા, તજી તું ક્યાં ગયો પ્યારા;
ગઇ ક્યાં પ્રીત જે જારી, દયા ના દીલમાં ધારી.

લખેલા છે લલાટે જે, નથી મિથ્યા થવાના તે;
દશા શું થાય છે મારી, દયા ના દીલમાં ધારી.

વિસારી મુજને દેજે, પિતાની પાસમાં રે'જે;
કહેજે કંઈ વારતા તારી, દયા ના દીલમાં ધારી.

વ્હાલી માતા અને ભ્રાતા, અરેરે હાય વિધાતા;
તજી મેં બેન બિચારી, દયા ના દીલમાં ધારી.

હતું પ્યારૂં થયું ન્યારૂં, અરે તે ક્યાં ગયું મારૂં;
કરી છે ભૂલ એ ભારી, દયા ના દીલમાં ધારી.

તજી રીતિ અને નીતિ, અતિ તો આદરી પ્રીતિ;
મિતિ શું મૂકવી મારી, દયા ના દીલમાં ધારી.

તરૂવર તું દશા ભુંડી, કરી પંખી ગયું ઉડી;
કુડી જે કલ્પના હારી, દયા ના દીલમાં ધારી.

અરે આશા પુરી આદે, કર્યાં જે છે તમાસા તે;
મરે મિન વિના વારી, દયા ના દીલમાં ધારી.

તુહી તુહી ઉરે ધારૂ, નથી બીજું મુને પ્યારૂં;
છતાં તારૂં તું વિદારી, દયા ના દીલમાં ધારી.

તરૂવર પ્રેમની ડાળી, મારેલી હોતતો સારી;
પ્રેમીના પેટમાં *પારી, દયા ના દીલમાં ધારી.

ભલે હું જાઉં છું ભ્રાતા, પ્રેમીની પાસમાં માતા;
લાગી ના શીખ તું સારી, દયા ના દીલમાં ધારી.

ફીકર નવ માહરી કરશો, હૃદયમાં શોક ના ધરશો;
ઉરે આશા હવે મારી, દયા ના દીલમાં ધારી.

શીરે સંકટ સદા સે'જો, વિસારી મૂજને દેજો.
જરી જાશો નહિ હારી, દયા ના દીલમાં ધારી.

બારોટ ગયા ઠીક થયું, ચાલો એક વાતની તો નિવૃત્તી થઇ. અરેરે પત્ર પહોંચશે પછી શું થશે. ભલે જે થાય તે ખરૂં. હરિ ! હરિ.

ભમર કમળકું ચાહત હે, કમળ ભમર ન ચહાય,
કાલાવાલા બહુ કરે, રજની થતાં પસ્તાય.
દેખી દીનકર રૂડો, કમળ મળવા ચાય,
સાંજ પડે દીન આથમે, પછી કમળ પસ્તાય.

---

* પારી=છરી.

પણ ના જાણી ભ્રમરની, કમળ કોમળ દેહ,
વાસ દઈ વાર કર્યું, પાછળ દીધો છેહ.

બારોટ ગયા અને ભરવાડણ આવી, હવે શું કરે છે ભાવિ.

અસ્તુ.

પ્રિય વાચક ભરવાડણ આવીતો ભલે તેને રહેવા દઇ, જે થાયતે થવાદો અને આપ જરા આ તરફ દ્રષ્ટિ કરો.

## ( લલીત-મણી આખ્યાન )

રાગ—સાંભળને તું સજની મારી

મુજ મન માંહી એજ ઇચ્છાછે, જાઉં તરૂવર પાસેજી;
દુઃખનો દિવસ આવ્યો આજે, હાય હવે શું થાશે—મરજો પિતાજી

લલીત વિનાની છું હું લલના, મીન મરે જળ વિનાજી;
પિતા શત્રુ થઇ સાંપડીઓ, કોને કહું આ ગિના—મરજો પિતાજી

તરૂવર છોડી પંખી જવાનું, પણ ધીરજ નહિ ધરશેજી;
પર હાથે થઇ પડશે ખોટું, દુઃખ મોટું જોઇ મરશે—મરજો પિતાજી

મીઠી ડાળી તરૂવર કેરી, ફળફુલ મીઠાં મળશેજી;
તેને તજીને દૂર થવાથી, આ પંખીડું તલશે—મરજો પિતાજી

મેહેલ જરૂખા સ્મશાન જેવા, વિહાર વસ્તી જેવોજી;
પાઠક કહે છે પ્રેમની બીના, દિવસ આજનો કેવો—મરજો પિતાજી

   

સર્વાત્મા શ્રી હરી તું સહાય થજે, શત્રુની સાથે સપડાતાં પહેલાં મારૂં તરૂવર મેળવજે. (ચાલી જાય છે.)

**લલીત—** લલીત છંદ.

પંખી જે પ્રેમનું ઉડીતો ગયું, અરર એકલું ઝાડતો રહ્યું;
પંખીડાં પ્રેમનાં પ્રેમ રાખજે, દુઃખ જે થાયતે દુર નાખજે.
લલીત લેખશા તાહરા હશે, પંખીડાં પ્રેમનાં ઉડીતો જશે;
સમય આવીઓ છેલ્લી આઘડી, નજર પંખીપે ના જરી પડી.
પાઠક પ્રેમનાં ભાવિ જે હશે, પડયા લલાટમાં લેખ તે થશે.

   

રાગ ચરચરી.

મરવું એકજવાર પણ, ઝાર હૈયામાં થાય છે;
તરછોડી તરૂવર પ્રેમનાં, પંખા ઉડી જાય છે.
જાયછે તેનીજ લાય છે, કરમમાં જે માંડયું હશે;
એક વારતો નિશ્ચય મલું, પછી થવા લખ્યું તેથશે.

ચાલ તરૂવર થા તૈયાર, તારા પ્રેમાળ પંખીની શોધમાં. અરેરે આજે મળવું તે સહેજ નથી. કારણ લગ્નનો પ્રસંગ ગરીબને ઘેર હોય છે, તોપણ ધામધુમ ચાલે છે. તો સદ્‌ગૃહસ્થના ઘરની તો વાતજ શું કરવી! ભલે જે થાય તે ખરૂં. જીવ જાય તો બહેતર, પરંતુ એક વખત તેની મુખ મુદ્રાને અવલોકવી તે સિદ્ધજ. પછી दैव इच्छा बळी यसी. અરે આ કોણ! ખરે તે એજ સામેથી

આવતી જણાય છે. વાહ દયાળુ વાહ! તારી શું કરૂણા!! આવો મારી વ્હાલી! વિસારી વિદેશ જવાને તૈયાર થએલ પ્રિય આવો. (બાથ ભીડે છે.)

## રાગ. સીતાજીનો–હરી ભજતાં હજુ કોઈની.

મુજ પ્રાણથી પ્યારા નાથ નજર નેહ રાખજો,
મુજ ઉપરનો આ પ્રેમઉતારી તો નાંખજો;
આતો શુભ સરિતાનું નીર સાગર સમાય છે,
છોડી તરૂવર તારી ડાળ પ્રેમી પંખી જાય છે.
રખે થાતા મન અધીર ઓ વીર નણદી તૃણા,
સઘળું જાણો છો મુજ નાથ સમજુ છો ઘણા;
હુંતો વરી ચુકી મન સાથ અવર આતો થાય છે.
છોડી તરૂવર તારી ડાળ પ્રેમી પંખી જાય છે.
મરજો મારાં માતને તાત આ સાથ છોડાવતાં,
લાગે અંતર મુજને લાય અવર ઘરમાં જતાં;
કોને સોંપી કીધું સ્વાધીન, વળી કોણ ખાય છે,
છોડી તરૂવર તારી ડાળ, પ્રેમી પંખી જાય છે.
નથી એક અવર ઉપાય, કહો હવે શું કરૂં,
કરૂં કંઠે કેશનો પાસ, આશા છોડી હું મરૂં;
કહે છે પાઠક કર્મનો તાલ, થવા કાળ થાય છે,
છોડી તરૂવર તારી ડાળ, પ્રેમી પંખી જાય છે.

   

આંખમાં નીર ને પ્રેમીને ધીર, બાળા! સબુર કર, સબુર! ભાવિ પ્રબળ છે, તેમાં તારૂં કે મારૂં કંઇ ચાલે તેમ નથી; કારણ કુળની મર્યાદ. હું તને છોડી કયાં જઇશ તે કહી શકતો નથી.

## મરાઠી સાખી.

સગાં સહોદર સર્વ તજું છું, માતપિતા પરિવાર;
મનહરણી મળે નહિ તો, શું કરવો સંસાર.
જોગી થઈ જાવું, ફરી ગામમાં નહિ આવું—જોગી.

( ભાગો ભાગો થતાં બન્ને નાસી જાય છે. )

આવાં પ્રેમાળુ પખીને ઉડાડનાર ક્રૂર પ્રાણી તારૂં શું ભલું થનાર છે? કવિ—ભાગો ભાગો શબ્દ થતાં પ્રેમાળ જોડું વિખરાઇ ઇચ્છાનુસાર રવાના થયું.

પ્રિય વાંચક! જિજ્ઞાસા હશે કે—"**લલીત અને મણી**" કોણ? અમુક શહેરની અંદર રહેનારા માધવદાસ અને નરહરિ નામના આગસ્નેહી શ્રીમંત હતા. તેમનાજ કુળમાં ઉત્પન્ન થએલું પ્રેમાળ જોડું, તેનું વર્ણન કરીએ તે થોડું. માધવદાસનો પુત્ર લલિત અને નરહરિની પુત્રી મણી એ બન્નેને પ્રીતિ ઘણી. નરહરિલાલે તથા માધવદાસે એમ વિચાર કર્યો, જે ચાલુ પ્રીત જાળવી રાખવાને માટે મણીનો વિવાહ લલિત વેરે કરવો; એમ વિચારી આશાના ડુંગર તરફ ફેંકી દીધાં. પ્રેમનો પ્રવાહ સેવન કરતાં સુજ્ઞ બાળકો રમે છે, પણ દૈવને કયાં ગમે છે. પ્રિય વાંચક! મનુષ્ય ધારે છે શું અને દૈવ કરે છે શું? થવું ભાવિ ને દોષ દૈવને નકામો છે. સદા

સ્નેહ કોનો છાજેલો છે ? અનાયાસે માધવદાસ અને નરહરિમાં અનુચિત થવાથી, આશાના ડુંગરની તળેટીમાં સ્ફુરતાં આશાનાં અંકુરોરૂપી પ્રેમાળુ પંખીને ઉડાડવાની ઇચ્છા કરી. ( અરે ! દૈવ તને આવુંજ પ્રિય છે. ) બન્ને જણાએ ક્રોધાવેશમાં આવી થએલા થોડા સંબંધમાં વિઘ્ન નાખી, બીજે સ્થળે વિવાહ કરી લગ્નમાં જોડી દેવા ધાર્યો. આ વાત પ્રેમીઓને તદ્દન અનુચિત થઇ પડી હતી, વિખુટા થવું રૂચતું ન હતું, પરંતુ આગ્રહ નિર્થક હતો. દૈવયોગે બન્ને લગ્નનો અમુક એકજ દિવસ હતો. મદમાં આવી ગયેલા બન્ને શ્રીમંતો ભારે ધામધુમ મચાવી રહ્યા છે. આ તરફ પ્રેમમાં તલીન થયેલું પંખી-જોડું એક બીજાને મળવાની આતુરતાથી નીકળી ચુકેલું રાજમાર્ગમાં આમ્ર વૃક્ષની નીચે પત્થરની શિલા ઉપર આનંદનો અનુભવ કરી રહેલું હતું, તે ભાગો ભાગો શબ્દો થવાથી, ઇચ્છાનુસારે ઉડી ગયું તે વાત વાંચકથી અજાણ નથી.

## ( અરણ્યમાં એકલો લલીત. )

જગદીશ્વર ! જન્મ મરણનો ઇન્સાફ તારાજ હાથમાં છે. તો મને દુઃખના દિલાસા આપતાં દયાહિણ ન થશો. અરે પ્રિય તારી શું સ્થિતિ હશે ? તું કયાં છે ને શું કરે છે તે મને કોણ કહેશે ?

### ગાયન.

પ્રીતિની રીતિ વહાલો એક વિસારીને,
કઠણ કીધું મન દયા નવ ધારીને.
આવો અહીં આવો વહાલા દયા દીલ લાવોને,

તરૂવર જાણી તારૂં તે પર આવોને;
લાગે છે અંતર લાય લાય લાય ના રહેવાય.

પંખીડાં પ્રેમી મારાં વિખુટાં શું થાઓ છો,
પીધાં પય પ્રેમે તેને ભૂલી કેમ જાઓ છો;
લીધેલું પણ જાય જાય જાય ના સહેવાય.

કાયા ને માયા કોની મન વળગેલું છે,
વિના તું ચિત્ત મારૂં સદા સળગેલું છે;
એવું તે ઉર ચા'ય ચા'ય ચા'ય ના રહેવાય.

   

( તે પ્રમાણે બોલતો અરણ્યમાં ચાલ્યો જાય છે. )

આ પ્રસંગે નરહરીને ઘેર ભારે ધામ ધુમ થઇ રહી છે, સર્વ સગાં સહોદર આ અમુલ્ય પ્રસંગે પધારેલાં હતાં. પરંતુ મણીના હ્રદય સાગરમાં લલિતના પ્રેમનાંજ મોજાં ઉછરી રહેલાં હતાં. અનાયાસે મળી આવેલા ગરીબ અને ખેડુત સાથે તેનાં લગ્ન મેળવી, વળાવતી વખતે તેની માતા શિખામણના બે બોલ કહે છે.—

## રાગ ભરથરીનો.

શુશીલ કન્યા મારી સાંભળો, દુઃખી દીલડાંની વાતજી;
કલેશ છવાયો છે કારમો, તેનું મૂળ તું તાતજી.
ભવિષ્ય માંડયું તે થાય છે.

તરૂવર તારૂં રિસાઇ ગયું, થયું થવા કાળજી;
સમતા ધરજે શાણી દીકરી, હૈયામાંહે આ વારજી.
ભવિષ્ય માંડયું તે થાય છે.

મુજ મનની મનમાં રહી, તનની રહી તન પાસજી;
સાધન થયું ના સંસારનું, મળ્યા નહિ અવિનાશજી.
ભવિષ્ય માંડયું તે થાય છે.

શીરોમણિ સ્વામિ જાણજે, નીજ કુળને આજજી;
રખે લજાવતી કુંખને, કરીને કુડાં કાજજી.
ભવિષ્ય માંડયું તે થાય છે.

સુખ દુઃખ બેઉ સાથમાં, વારા ફરતી થાયજી;
ભવિષ્ય કદી ભૂલે નહિ, હરો રંકને રાયજી.
ભવિષ્ય માંડયું તે થાય છે.

   

**મણી—** રાગ. સાંભળને તું સજની મારી,

જે શીખ દોછો માતા મારી, કારી ઘા થઇ વાગેજી.
ચિતા ચેતાવી છે મુજ હૃદયે, અંતર ભડકા લાગે—તરૂવર તજતાંજી.

તરૂવર ડાળી બહુ રૂપાળી, પ્રાણથી પ્યારી ધારૂંજી.
જરૂર જાણજે જનેતા મારી, અકાળ મૃત્યુ મારૂં—તરૂવર તજતાંજી.

બાળપણની બીના બનેલી, તે કેમ છોડી જાયેજી.
પંખી તારૂં ઝુરી મરવાનું, જરૂર જાણજે માય—તરૂવર તજતાંજી.

પિતા મારા પાકો શત્રુ, માતા શત્રુ ધારૂંજી.
જેને વળગી તે છે શુળી, અકાળ મૃત્યું માર–તરૂવર તજતાંજી.
સંસાર સાગર થઈ નિવડીયો, તરૂવર તેની પાળેજી.
હસતાં રમતાંને જય રહેતાં, તેહ તરૂવર ડાળે–તરૂવર તજતાંજી.
છેલ્લો સમય છે મુજ તાતા, માતા શી હું ધારૂંજી.
એક મારામાં આ અત્રનીથી, થાશે જાવું તો મારૂં–તરૂવર તજતાંજી.

   

માતા ભવિષ્યમાં હશે તે થશે, મારી માયાળુ માતા ! આ તારી પ્રિય પુત્રીને છેલ્લી વખતે નીરખી લેજે. તારૂં આ રઝળતું રમકડું ફરી તને મળવું મુશ્કેલ છે. ( માતા મને સદાને માટે વિસારી દેજે. ) ( બન્ને જણુ રૂદન કરતાં વિખુટાં પડે છે. )

લલિત ગુમ થવાથી તેનાં માત પિતા અતિશય શોકમય થઇ ગયાં હતાં. તેવામાં એક પુરૂષે આવી માધવદાસના ખોળામાં પત્ર નાંખી ગુમ થયો, તે પ્રસંગે માધવદાસની સ્થિતિ નીચે પ્રમાણે હતી.

**રાગ લલીત.**

અરર પુત્ર ઓ દુઃખી હું થયો, તજી તું મુજને હાય કયાં ગયો.
તુજ વિના અરે દુઃખ થાય છે, જરૂર જાણુજે જીવ જાય છે.
મુજ હૃદયમાં લાય થાય છે, અરર તે હવે તો ચીરાય છે.
અરર કારમું દુઃખ શું થયું, પંખીજ પ્રેમનું હાય કયાં ગયું.
આ શું થઇ ગયું શું હવે થશે, પુત્ર વિણુ તો પ્રાણુરે જશે.

દિલાસા રૂપ પડેલો પત્ર લઈ વાંચવા લાગ્યો.

## પત્ર.

તારીખ નિમીત્ત, વાર વિતેલો, નિશાની જીવતાં સુધીની.

શિરછત્ર તિર્થરૂપ પિતાશ્રી, તથા પરમ પૂજ્ય મુક્ત માતુશ્રીની પવિત્ર સેવામાં. લેખકના ઘટીત—આપના અત્યંત ઉપકારનો બદલો નહિ વાળતાં દુઃખરૂપ થઇ પડનાર તમારા સુકોમળ બાળકને ક્ષમા આપશો. આયુષ્ય બળે અવાશે તો આવી મળીશ. નહિ તો આપના પ્રિય પુત્રને વિસારી દેશો.

લી. આપનો પ્રેમદ્રોહિ "પુત્ર"

આમ્ર વૃક્ષની નીચે શીલા ઉપરથી છુટી નીકળેલો લલિત ભયંકર વનમાં ચાલતો થયો. કોઇ દિવસ સ્વપ્નામાં જોવાની ઇચ્છા ન કરે તેવા સ્થળે જઈ પોતે આપઘાત કરવા તૈયાર થયો. સાયં-કાળે સર્વ પ્રકારનો શાન્તિમાં વધારો થાય તેમ હતું, છતાં મોટા વડની લટકતી લાંબી મુરાડી ગળામાં બાંધી હીંચકો ખાધો, તેનો અવાજ સાંભળી પાસેની મડીમાંથી નીકળી એક સંત આવી પહોંચ્યા.

સંત કહે—હે વીર પુરૂષ ! આવા અમુલ્ય આત્માને આમ દુઃખ શા માટે દેછે, તેમ કરે શું વળે તેમ છે. સંકટમાં ધૈર્ય ધારે તેનેજ ધન છે, તે શું તમે નથી જાણતા ?

લલીત—દયાળુ મહાત્મા ! આ બે પત્ર પાસેના શહેરમાં પહોંચાડશો એવી આશા છે. ( માધવદાસને મળેલો લલીતનો પત્ર લાવનાર આ જ સંત હતા. ) પત્ર વાંચી વ્યાકુળ થયેલા, માધવ-દાસના અસ્થિર મનને તેની સ્ત્રી ધીરજ આપે છે.

## રાગ સીતાજીનો.

રાખો સમતા સ્વામીનાથ, સાગર દુઃખ શીર રહ્યું;
શાને વૃથા કરો સંતાપ, થવા કાળ થઇ ગયું.
મુજ પ્રાણ થકી જે અધિક, એ પુત્ર પ્યારો હતો;
વિના જાણ પડી જગ માંય, અરેરે રણ્યો જતો.
હતું પ્રેમ પંખીડું જેહ, રઝળતું રહી ગયું;
શાને વૃથા કરો સંતાપ, થવા કાળ થઇ ગયું.
હાય હાય હવે શું થાય, ઉપાય તો કંઇ નથી;
મુજ પુત્ર તણા સમાચાર, કહે મુને કો કથી.
હતું તરૂવર મારૂં જેહ, પંખીપે ન્હાત રહ્યું;
શાને વૃથા કરો સંતાપ, થવા કાળ થઇ ગયું.

   

પ્રિય પતિ ! આમ કરે કંઇ વળવાનું નથી. વૃથા શોક શાને માટે કરો છો જે થવાનું હશે તે થશે.

( મણીને મળેલો પત્ર એકાંતે તે વાંચે છે. )

મુ. અમુક. તારીખ તારી તેજ મારી. વાર ભાગો ભાગો નિશાની આમ્ર વૃક્ષ પત્થરની શિલા.

પ્રિય ! તારા અમુલ્ય જીવનને વૃથા ન ગુમાવતાં, સુખ રૂપી સંસારનું સેવન કરજે. મારી જે થઇ તે થઇ, તારી તું સુધારજે. હવે મને ભૂલી જજે જેથી તારો પ્રેમાળુ આત્મા સુખી થશે. વધારે શું લખું હૃદયમાં હાસ્ય અને હાથેથી નાશ તે નજ બને.

લેખક, તારો પ્રેમ વિરહ વિયોગી તરૂવર.

( અરે દૈવ તને આવુંજ ગમે છે. )

**મણી**—અરે હવે મારા અકળાતા મનનું સમાધાન કોને પૂછીને કરૂં? પત્રનો લાવનાર કોણ? વ્હાલા લલિત! તમારા જેવા-જ પ્રેમાળુને ધન્ય છે! સુકોમળ કન્યાનાં લગ્ન ન સ્વીકારતાં મારે માટે જંગલમાં નિવાસ! ઠીક છે, ઠીક છે, જે થાય છે તે ઠીક છે. મેં મારી પવિત્ર કાયા આપનીજ માયાને અર્પણ કરેલી છે, તેજ ખરી. પરાણે પરણાવી તેથી શું થયું? હવે જે થાય તે ખરી. ખોળી લેજે લલિત! લલિત! આ તારા રમકડાને ખોળી લેજે–(કવિ) જેમ કોઇ મહાત્માના મુખથી ઓમ્કાર શબ્દ થયા કરે, તેમ મણિના મુખથી લલિત નામના શબ્દોચાર થયા કરતા હતા. તેમજ ગરીબ અને ખેડુતના છોકરાને આ અમુલ્ય રત્ન પ્રાપ્ત થયું, તેથી તેના હૃદયની સ્ફુરતી આનંદ કુંપળીઓ કેવી રીતે કરમાય, તેનો ખ્યાલ પ્રિય વાંચક આપજ કરી લેશો એવી આશા રાખું છું. પ્રથમ રંગમહેલમાં આનંદની રાત્રિ નિર્ગમન કરવાની હોવાથી, અનેક પ્રકારના મિઠાઈ મેવા પલંગની પાસે ટેબલ પર મૂકેલા હતા, પરંતુ તેને ( મણીને ) રુચીકર નહિ લાગવાથી નીચે પ્રમાણે તર્કવિતર્ક કરવા લાગી.

### રાગ સજનીનો.

લલિત વિના તો લાય ઉઠે છે, ભડકે મનને બાળેજી;
મહેલ ઝરૂખાને સહેજ સમારી, તેનું દુઃખ છે ભારે.
મારે શું કરવુંજી.
તરૂવર તાહરાં પ્રેમ પંખીડાં, તે વણુ મોતે મરશેજી;
આજ નિશાએ નિર્માણ કીધું, આત્મની હત્યા કરશે. મારે શું૦

પરાણે જો છે પરણાવી, તેમાં તે શું કીધુંજી;
શુળી સમય આ સાસરી કેરા, નીર નથી મેં પીધું. મારે શું૦
માધવ નામે મુજ સસરા છે, બહુ ગુણીયલ છે સાસુજી;
તે ઘર છે તરૂવર મારૂં, નીર પીશું ત્યાં પાશું. મારે શું૦
આ જીવ આજે જરૂર જવાનો, નથી બચવાનો આરોજી;
તેથી ત્રિકમ તું ઉગારે, ઉપાય આપી સારો. મારે શું૦
શીર પર આવ્યું સંકટ ભારે, હાય હવે શું થાશેજી;
તરૂવર તારૂં પ્રેમાળ પંખી, સર્વ છોડીને જાશે. મારે શું૦

   

સર્વેશ્વર મારી આ શું સ્થિતિ અરેરે ! આમ્ર વૃક્ષ નીચે હાસ્ય વિનોદ કરનાર પંખીડાં પરવરવાનીજ તૈયારી. ભલે જાય છે જાય છે તરૂવર તારૂં પ્રેમાળ પંખી જાય છે.

### રાગ સીતાજીનો.

હાય હાય હવે શું થાય, આ જીવ ચાલ્યો જશે;
તજી તરવર થઇ ગયું દૂર, કહો હવે કયાં હશે.
કોણ કહેશે તેના સમાચાર, અરે આ શું થાય છે;
છોડી તરૂવર તારી ડાળ, પ્રેમી પંખી જાય છે.
આમ્ર વૃક્ષતણોરે આધાર, આપી મુને કયાં ગયા;
કેમ કરીશ હું આ વાર, હાલ બુરા બહુ થયા.
નથી જડતો જરી ઉપાય, આ ઉર ગુંચાય છે;
છોડી તરૂવર તારી ડાળ, પ્રેમી પંખી જાય છે.

   

હવે ડગવું નહિ, "હીંમતે મરદા તો મદદે ખુદા." ફળ કાપવાને માટે મુકેલો છરો તેજ ઉપાયજ ખરો. અરે આ કોઇ આવ્યું તો ખરૂં. ( લાલને આવતો જોઇ મણી એક બાજુ તરફ સ્થિર થઈ જાય છે. )

લાલ—પ્રિયા આવો આમ કેમ ઉભાં છો ? રતિસુખ આપવા...

મણિ—ના કાપવા.

લાલ—હોંશી કે ધીર.

મણિ—ના તમારૂં શિર. ( એમ કહી ફળ કાપવા સારૂ રાખેલો છરો લાલના પેટમાં ભોંકી દે છે, તેવોજ લાલ બેભાન થઇ બનેલા બનાવની ફરીયાદ કરવા, પ્રભુના દરબારમાં સદાને માટે સીધાવ્યો.

લાલે બેભાન થઈ પડતાંજ કારમી ચીસ પાડી તે ચીસનો અવાજ સાંભળી આડોશી પાડોશી લાલના ઘરમાં ભરાઇ જાય છે, ત્યાં તેમના જોવામાં લાલના શબ શિવાય કંઇ આવતું નથી. ખુન કરનાર નુતન વધુ અત્રે જોવામાં આવતી નથી. તેની તપાસ કરવા સરકારને જાહેર થતાં સરકારી માણુસો નીકળી પડયા હતા. આજનો દિવસ આખા નગરને શોક જનક થઇ પડયો હતો. સદર વાત મણિના પિતા નરહરીની જાણમાં આવવાથી પોતે કરેલા અઘટિત કર્મનો પસ્તાવો કરતો, તે પણ સદાને માટે શ્રી હરીની સમક્ષ ક્ષમા માગવા સીધાવ્યો. જેના અંગ પર એકજ વસ્ત્ર તે પણ ફાટી ગએલું,

જેના વિખરાઇ ગએલા કેશ તેવી અંધારીયા દેવ જેવી કે જીવતી પ્રતિમા આમ્ર વૃક્ષ નીચે પત્થરની શિલા ઉપર બેઠેલી છે, તે તરફ પ્રિય વાંચક વળીએ.

**રાગ. પ્રણામ પ્રીતેથી કરૂં.**

ક્યાંરે ગયું તરૂવર મારૂં હાય શું થયું,
છોડી દીધી મેં ડાળ તત્કાળ તે ગયું. ક્યાંરે૦

ફરતાં ફરતાં જોડમાંને રહેતાં સદા સાથરે,
વિસારી તે પ્રેમ વહાલા ક્યાં ગયા એ નાથરે. ક્યાંરે૦

દોષ નથી તરૂવર તણો, પ્રથમ છોડી ડાળરે.
વ્હાલાથી વિખુટાં થયાં, પડી પેટમાં ફાળરે. ક્યાંરે૦

દોષ શું દેવો ભવિષ્યને, મારો દોષ અપારરે.
કેમ કરીને જાત કહો, છોડત નહિ ડાળરે. ક્યાંરે૦

નિર્દોષ માર્યો હાથથી મેં, તરૂવર તારે કાજરે.
હાય બન્યા શું હાલ મારા, જુઓ આજને આજ. ક્યાંરે૦

સુખનો સમય જાય છે આ, દુઃખમાં બહુ
પાઠક વાતો પ્રેમની આ, ક્યાં જઇ કહું.— ક્યાંરે૦

   

પ્રેમ પ્રેમ શું તારામાં આટલું બધું તેજ છે. જો હું પ્રથમથી જાણતી હોત તો તારો વિશ્વાસ સ્વપ્ને પણ કરત નહિ. પત્થરની પ્રેમાળ મૂર્તિ તારા પરથી રવાના થનાર મારા વહાલા મને બતાવ. ( બેભાન થઈ પડે છે. )

( દૈવ્યનો કોપ સદાને માટે આવોજ છે કે શું ? )

પ્રિય વાંચક ? વડની ડાળીએ લટકતા લલિત તરફ દયાની દ્રષ્ટિએ નિરખો.

સંત— રાગ. હુંડીનો.

કરમ કરે સો કોઇ નહિ કરતા, કરમ લીખ્યા સો મિલતા હય
લાખોસે નર કરો ચાતુરી, કરમ લેખ નહિ ટળતા હય
કરમ હોય સો રાજ કરાવે, કરમ કુવામાં નાંખે છે.
કર્મે કેરી કલ્પના સૌ, કર્મે ભૂંડું ભાંખે છે.
કર્મે રાજા કેદ કરે છે, કર્મે જોગી થઇ ફરતા.
ડહાપણ સર્વ દૂર રહેને, કર્મ કરે સો નર કરતા.
કર્મે રાજા કર્મે રાણી, કર્મે પશુ પ્રાણી છે.
કર્મ વિદ્યા કર્મે જાદુ, કર્મે વેદની વાણી છે.
કર્મ તણો આધારજ મોટો, ખોટી મુમત શીદને ધરો.
કર્મ વિના કોડી નવ પાવે, લાખોસે ચતુરાઈ કરો.
પાઠક કહે છે પ્રેમ વિયોગી, હુંપદ હૈયે ધરતા હય.
જુઓ તપાસી કર્મ કરેસો, બીજા કોઇ નહિ કરતા હય.

**લલીત**—તમારો મિથ્યા ઉપદેશ મારા મનને નાખુશ કરે છે, માટે હું જાઉંછું, સુખી કે દુઃખી થાઉંછું. (એમ કરી ચાલ્યો જાય છે ) લલીતની શોધમાં નીકળેલાં તેનાં માત પિતા પત્થરની શિલા ઉપર આવી જુએ છે અને બેભાન થઇ પડેલી મણિને જોઇ સાવધ કરે છે.

**માધવદાસ**—મણિ મારી વહાલી મણિ, શું તારી આ સ્થિતિ? તારો અમુલ્ય હીરો હડતાઇ ગયો, હાય હાય દૈવ તને આવુંજ ગમે છે.

## રાગ—સાંભળને તું સજની મારી.

મુજને વીતી મુજ મન જાણે, ધીરજ ધારી રહીએજી;
પ્રથમ પગલું પાપી પિતાનું. બીજાને શું કહીએ.
દુઃખના દહાડાજી.

લગ્નતણું મેં વિઘ્ન ગણ્યું છે. ગણ્યું નથી સુખ સારૂજી;
જે શિર આવી તે ઉઠાવી, જાણે મનડું મારૂં. દુઃખના૦
શુળી સમ સાસરે સીધાતાં, માતાએ શીખ દીધીજી;
પત્ર મળ્યો એક પરવરતાંમાં, ત્યાંથી પ્રતિજ્ઞા કીધી. દુઃખના૦

માધ૦—રોશો નહિ ઓ રત્ન રૂપાળી, રટવા શ્રી અવિનાશીજી;
વજે શું વલોપાત કરેથી, ભાવિ હશે તે થાશે—ધીરજ ધરવીજી.

મણી—શીલા ઉપર સમતા રાખી, સુખ દુઃખ વાતો કીધીજી;
ભાગો ભાગો શબ્દ થતામાં, મુને વિસારી દીધી. દુઃખના૦
તે દીનનું મેં સર્વે તજ્યું છે, એકજ વિના વારીજી;
તેની ચિંતા મોટી માટે, આ સ્થિતિ થઈ મારી. દુઃખના૦
સ્વામી સલુણા છે સંતાયા, સુખ સૌ સાથે લઇનેજી;
દીન તણી કંઇ દાદ ન સુણી, ગયા તે દુઃખડાં દઇને. દુઃખના૦
તમ સુત કેડે ભૂત થઇને, દુત થવાનું બાકીજી;
પાઠક કહે છે પ્રેમની બીના, પીડા કરે છે પાકી. દુઃખના૦

   

## રાગ—ઓધવજીનો.

દિવસ આવ્યા રે મારે દુઃખના,
તરૂવર ગયું તરછોડી તતકાળ જો. દિવસ.

મળવાની આશારે મુજને બહુ હતી,
જતી રહીને પડી પેટમાં ફાળ જો. દિવસ.
સાસરીયું છોડીને હું તો સંચરી,
લલિત કેરાં લાખેણાં માબાપ જો. દિવસ.
માતા ને પિતારે પરલોકે ગયાં,
રહી હવે હું ભોગવવા સૌ પાપ જો. દિવસ.
આખી આ અવનીમાં મારૂં કોઇ નથી,
વિના મારો હૈયા કેરો હાર જો. દિવસ.
અંતરના ઇરાદા ઉડી ગયા,
રહ્યા હવે છે તજવાના આ પ્રાણ જો. દિવસ.
હરતાં ને ફરતાંરે અંતર ધારતાં,
ક્યારે આવે એવી ઉરમાં આશ જો. દિવસ.
પાઠક કહે છેરે પંખી પ્રેમનાં,
ઉડી આવે તરૂવર કેરી પાસ જો. દિવસ.

❦ ❦ ❦ ❦

અરે ! સુખ સુખ તું કયાં સંતાઇ ગયું, પંખી તરૂવરથી દુર થયું, ભાવિ ભાવિ તારો વેગ વધારે છે તો પંખી બિચારૂં શું કરે.

[ માધવદાસથી મણિ વિખુટી પડી ચાલી જાય છે. ]

## (અરણ્યમાં એકલો લલિત.)

### રાગ—કાણુને કાણું કહીએ.

ખોટાને ખોટું કહીએ તો લાગે ખારૂં,
એમ ગુંચાય છે મન મારૂં. ખોટાને.

અલૌકિક રચના અનેકજ તારી, ગણના ગણતાં હારૂં;
ભોગીને તેં જોગી બનાવ્યો, શું એ બગાડયું તું તારૂં. ખોટાને.

પ્રીત કરી પીછાની નહિ ને નીતિ વિસારી વારૂં;
રીતિ લગારે રાખે નહિ તો, એથી પ્રેતજ સારૂં. ખોટાને.

માતા લડે મુજ ભ્રાતા લડે, એમ લોકજ લડતા ભાળું;
પાઠક પ્રેમી પડ્યા વિખુટા, મમ્મા એ મુળજ તારૂં. ખોટાને.

   

## રાગ-મુને વ્રજવાસ છે વ્હાલોરે.

લેશો દીલ દોષ ન મારોરે, જાણી નીજ દાસને તારોરે;
માયાની જાળમાં મોહી રહ્યો તો, નહોતી શુદ્ધ લગાર.

અંતે યમદુત આવશે ત્યારે, મારશે બાંધી માર—
નહોતો એવો વિચાર ધાર્યોરે, જાણી નીજ દાસને તારોરે.

અધમ કર્મો અતિ કર્યા મેં, ક્યાંઇ ન રાખી ન્યુન;
અન પાણીના ચાલે ક્ષિધારા, પૂર્વ તણું એ પુણ્ય.
તેમાં દોષ શાનો તારોરે, જાણી૦

દાન દયાને દુરજ મૂકી, કરતો કર્મ અઘોર;
માયાની જાળ શુદ્ધિ ભૂલાવી, રહ્યો ચોરાસી ચોર;
નથી હવે છુટવા આરોરે, જાણી૦

હુંપદે હતી હોંસ ઘણી ને કરતો કુડાં કામ,
હામ ધરી ના લીધું હૈયામાં, કદી મેં તારૂં નામ:
મોટો વાંક એછે મારોરે, જાણી૦

પંખીની સારૂ પ્રાણ તજું છું, બની ગયો હેવાન;
પાઠક કહે છે પ્રેમ ધરીને, ભજ્યા નહિ ભગવાન.
હવે નથી છુટવા આરોરે, જાણી૦

❦ ❦ ❦ ❦

## રાગ–સ્વામી શરીર સોષાઇ ગયું.

શારે હાલ આ મારા થયા, ગયું પંખી પ્રેમાળ;
અંમર આશા માહરી, તૂટી ગઇ તત્કાળ. શારે.
બાળ બિના તો બીજી બધી, વાધે જે થકી દુઃખ;
લાભજ રૂડો આવશે, દેખું મધુકર મુખ. શારે.
લજ્જા રાખશે શ્રીહરી, જેનું નામ દયાળ;
છોરૂની બિના સાંભળી, કરશે તેહ સંભાળ. શારે.
ટાળ્યા તો ટળતા નથી, લખ્યા લેખ લલાટ;
લાલચ રાખીને ઉરમાં, પાપી પેટને માટ. શારે.
લખેલા લેખ લલાટના કદી મિથ્યા ન થાય;
પાઠક પ્રેમ પહેલી લીટી, ઉર હંમેશ ચ્હાય. શારે.

❦ ❦ ❦ ❦

શું સર્વેશ્વર આ સંસારની માયા આવીજ છે. આ શિર ઉપર હજુ શું શું ગુજારવાની છે તે કોણ જાણે છોડી દે છોડી દે, એ અલ્પ આયુષી લલિત તારો કોઇ નથી, માટે આ અભિલાષા છોડી દે.

## રાગ–માઢ—( ડસ્યો ઝેરી આ સુને સાપ )

મિથ્યા માને મારૂં મારૂંરે, તારૂં તે નથી;
મારૂં તારૂં તે સૌ મિથ્યા, માનજે સાચી વાત.
તે સૌ અંતે અળગું થાશે, કોઇ ન આવે સાથેરે. તારૂં.

જુઠીરે માયા, કાયા જુઠી, જુઠો સકળ સંસાર;
સંબંધ સ્વાર્થ તે સૌ જુઠો, કુટુંબ ને પરિવારરે. તારૂં.
પુત્ર ને નારી પરહરી જાવું, કોઇ ન આવે પાસ;
બેન બનેવી માત ને પિતા, ઝાંઝવા જળની આસરે. તારૂં.

   

( આ પ્રમાણે દુઃખ રૂપી દિલાસા નાંખતો એક ઝાડ નીચે સુઇ જાય છે. )

## અરણ્યમાં પત્થરની સીલા ઉપરથી છુટકેલી મણિ.

### રાગ–વેહર્ભી.

હાય આ વનમાં હું એકલી, નથી કોનો આધાર;
તરૂવર મારૂં કયાં ગયું, કયા વન મોઝાર. હાય.
વહાલું નથી કોઇ વિશ્વમાં, મારે તુજ સમાન;
તુજ વિના ઘેલી ગણું, તજી દેહનું ભાન. હાય.
પ્રાણ મુને વહાલો નથી, નથી અવર આશ.
ડાળી રૂપાળી જેહની, પંખી તરૂવર પાસ. હાય.
જોતાં નથી જડતું હવે, કરૂં કોણ ઉપાય.
પાઠક પ્યારા પ્રેમીનો, કયાંથી મેળાવો થાય. હાય.

   

બહેતર છે સર્વનો બેલી શ્રી હરી સમર્થ છે. હવે ચાલ જે થાય તે બહેતર જા જીવ જા જ્યાં તારૂ તરૂવર હોય ત્યાં જા. હાય હાય હવે હું શું કરૂ! અને કયાં જાઉ? જાય છે જાય છે તરૂવર તારૂં પ્રેમાળ પંખી જાય છે.

## રાગ સીતાજીનો.

હાય હવે જવું કોણે ઠાર, તરૂવર ક્યાં હશે.
હાય આ વનની મોઝાર, હવે મારૂં શું થશે.
જોઇ ઝાડી ઘણી વિકરાળ, આ મન મુંઝાય છે.
છોડી તરૂવર તારી ડાળ, પ્રેમી પંખી જાય છે.

તજ્યાં માતપીતા પરિવાર, આ હાર હૈયાતણો.
નથી જડતું હવે કોઇ ઠાર, જેનો ખપ છે ઘણો.
ફરૂં જોતી હું રાનોરાન, આ ભાન ભુલાય છે.
છોડી તરૂવર તારી ડાળ, પ્રેમી પંખી જાય છે.

નથી રહેતી હવે મુને ધીર, આ નીર ખુટી જશે.
હાય આ વનની મોઝાર, હવે મારૂં શું થશે;
નથી જડતો અવર ઉપાય, આ ઉર ગુંચાય છે.
છોડી તરૂવર તારી ડાળ, પ્રેમી પંખી જાય છે.

વીતિ મીતી મારી મહારાજ, જાણું ના બીજી હશે;
હાય આ વનની મોઝાર, હવે મારૂં શું થશે.
તજ્યાં માત પિતા પરિવાર, સાર જ્યાં સમાય છે;
છોડી તરૂવર તારી ડાળ, પ્રેમી પંખી જાય છે.

છોડી દેશ ધરીને વેશ, વારૂ વિદેશે જશે;
હાય આ વનની મોઝાર, હવે મારૂં શું થશે.
કહે છે પાઠક પ્રેમ પ્રકાશનો, પાયો ચણાય છે.
છોડી તરૂવર તારી ડાળ, પ્રેમી પંખી જાય છે.

   

તરૂવર તરૂવર તું ક્યાં છું તારી લીલી અને રસમય મીઠી ડાળી મને બતાવ. આવ આવ અરે આવ મારા વા'લા—( એકદમ હબકીને )

દોડો દોડો અરે હાય કોય દોડો આ રીંછ મુંને સતાવે છે ! ખરે તે મને ખાઇ જશે આવો આવો કોઇ છોડાવો. અરે દુષ્ટ શું આ દેહ આ સ્થિતિ ભોગવતો તારે માટે અત્રે આવેલ છે, નહિ નહિ વહાલા લલિતના લક્ષણ પર. આવી ગઇ આવી ગઇ પાપીના પંજામાં હું આવી ગઇ !

## રાગ—ઘેલી થઇ.

આવી ગઇરે હુંતો આવી ગઇ, પાપી પંજામાં આજે આવીરે ગઇ;
નાંખી નાથ દીધી મને કરી દુઃખીયારીરે, સાસરીએ સુખી હુંતો
નથીરે થઇ—પાપીના પંજામાં આજે આવીરે ગઇ.
કીધું કામ મોટું ખોટું, લેવા સુખ સારૂરે;
ન્યારૂ થઈ મારૂં સર્વે, ચાલ્યું વહી—પાપીના પંજામાં આજે આવીરે ગઇ.

   

## ઝાડ નીચે સુતેલો લલિત.

ક્યાં ગયું પંખી મારૂં રામ, ક્યાં ગયું પંખી મારૂં;
ઉડી ગયું થઈ ન્યારૂં રામ, ક્યાં ગયું પંખી મારૂં.
વેઠયું દુઃખ મેં સુખને માટે, વાટે ને ઘાટે ભારી;
આ સ્થળ આવી આજે સુતો છું, જાણી શાન્તિ સારૂં રામ.
જળ સ્થળ જોઇને ગયો થાકી, બાકી રહ્યું નથી મારૂં;
પાડક પ્રેમી પડયાં વિખુટાં, પરાક્રમ આ શું તારૂં રામ.

   

અરે આ શું મારી પાસે બંદુક કયાંથી? હું જે વખતે સુતો હતો તે વખતે હતી નહિ અને એકાએક કયાંથી આવી તે પણ તૈયાર છે. અરે આ શું? દોડો દોડો એ શબ્દ! અરે પેલી અનાથ બાળાને રીંછ રીબાવે છે. ( તે તરફ ગોળી છોડે છે જેથી રીંછ આ અવનીમાંથી ઇશ્વરની હજુરમાં જાય છે. )

અવાજ થતામાં મણી બેભાન થઇ પડે છે, લલિત મુંગે મોઢે તેને ઢંઢોળી સુબુદ્ધિમાં લાવે છે. મણી શુદ્ધિમાં આવી કહે કોણ પતિ!

**લલિત**—હા સતી!

**મણી**—મારી વતી!

**લલિત**—વિશ્વનો પતિ! તું આ સ્થળે કયાંથી?

**મણી**—વહાલા લગ્ન તો થયાં પરંતુ પતિને મારી હૈયામાં ધારી આ તારી કોમળાંગી મણી તમ તણી ખબર લેવા આવી છે!

**લલિત**—શું ધાત?

**મણી**—હા સાચી વાત!

**લલિત**—શું સતીની?

**મણી**—ના નવા થનાર પતીની!

**લલિત**—ત્યારે તો તું ધાતકી ઠરી?

**મણી**—હા વાત ખરી!

**લલિત**—અરે કુકર્મ કરનાર ધાતકી બાળા તું મારા કામની નથી, માટે તારે ફાવે ત્યાં જા ને કર્મને આધીન થા.

( લલિત મણીને મૂકી ચાલ્યો જાય છે. )

**મણી**—પ્રિય પતિ તમોને આમ કરવું ઘટિત નથી. આપને માટે મેં જે અતિ દુઃખ સહન કર્યું છે, તે અંતર્યામી જાણે છે. સ્વાર્થમાં લીન થવાથી મને બીજું નહિ રૂચતાં આમ બની ગયું.

ભાવિ પદાર્થ ભૂલે નહિ જરી, સહાયક છતાં જો શ્રીહરિ;
સીતા સરખી જે સુંદરી, વાર વાર વનમાં ફરી.

બિન અપરાધી પતિનો ઘાત કરી આવેલી હું હવે ઠરીને બેસવાની નથી તે નથીજ ! લલિત લલિત ! ધીકાર છે તારા જેવા મિથ્યા પ્રેમીને ? મેં મારાં વ્હાલાં માતપિતા, ભાઇ, સગાં સહોદરનો ત્યાગ કરી, પ્રિય પતિનું ખૂન કરી, ખૂની ઠરી છતાં મારો ત્યાગ કરી તું ચાલ્યોજ ગયો. ધીકાર છે ધીકાર છે તારા જેવા સ્વાર્થીલા પ્રેમીને હજારો વાર ધીકાર છે.

### રાગ–કુંડળીઓ.

શુદ્ધ ધારી સંગત કરી, હિંમત ધરી હંમેશ;
(પણ) હોંસ રહી હૈયા વિષે, ફરી ન આશા લેશ.
ફરી ન આશા લેશ, દેશ પોતાનો છોડયો;
થયો કુટુંબ વિરોધ, સાથ સજ્જનનો તોડયો.
પાઠક પ્રેમી કારણે, બુરા બનીયા બેશ;
હોંસ રહી હૈયા વિષે, ફરી ન આશા લેશ.

### દોહરો.

નાંખી પ્રીતિ ફાંસળો, લીધી નહિ સંભાર;
ધરીને દિલમાં લાગણી, (તવ) તે જનને ધીકાર.
(સા) (પુ) (બ) (ધ)

### દોહરો.

જે મતિ પાછળ ઉપજે, તે આગળ ના હોય;
જો આગળથી ઉપજે તો, દુઃખ ન પામે કોય.
રહ્યુંજ રોવાનું વળી, હૈયે મૂકી હાથ;
જાણી કેળ ભિડી અરે, બાવળિઆને બાથ.

સ્રીનો સાચો ગુરૂ પોતાનો પતિ છે તે હું ભૂલી ગઈ. જુઓ રાજકડિયારો કે વીણાવેલી ! પતિને પરમેશ્વર ગણતાં પ્રભુ સહાય થયા ને તેજ સતીનું ખરૂં સત્ય છે. મારા જેવી કુલટાઓ આ દુનીઆમાં કેટલી હશે, હું કુલટા, હું ઘાતકી ને હું દુઃખી, તે એજ દુષ્ટ લલિતનેજ માટે ! સંસાર સંસાર તારો સંબંધ કરવો ઉચિત નથી, બસ હવે તને છોડીનેજ જવું જોઇએ.

### રાગ–ઘેલી થઈ

છોડીને જવુંરે સંસાર છોડીને જવું, મારે હવે તો સંસાર છોડીને જવું.

જુઠી જગ માયા કાયા, આ છે નકામીરે;
જોઇને મિથ્યા મનથી, રાજી થવું. મારે.
નથી કામ કરવા કેરો, સંબંધી સમાચારે;
આવે શિર પરે જુઓ, નવુંરે નવું. મારે.

   

ચાલરે હિણભાગી જીવ ચાલ તારી કઠોર કાયા લલિતની માયાને તજી, આ આવતા સંઘમાં ચાલ અને યાત્રા સ્થળે ફરી પવિત્ર થા. કવિ એક યાત્રાળુ સંઘમાં મળી જાય છે. હવે લલિતનું શું થાય છે તે તપાસીએ તો ખાત્રી થશે, કે મણીના પવિત્ર મનને મળવાને આતુર થયેલો લલિત આજે નથી, આજે તો એક મા-બાપથી વિખુટો પડેલો વિયોગીજ હતો. રણમાં રઝળતો હતો. તેમ તેની શોધમાં નીકળેલાં તેનાં માતપિતા તેને મળેછે ને તેને બળાત્કારે ઘેર તેડી જાય છે, ધામધુમથી લગ્નમાં જોડી દેછે, જેથી સર્વેને આનંદ થાય છે. લલિતનો આનંદમય સંસાર જોવો હોય તો આવજો. અસ્તુ. ॐ शान्तिः

## અગાઉથી ગ્રાહક થયેલા તેમનાં મુબારક નામ.

| નકલ. | નામ. |
|---|---|
| | **અદરપુર.** |
| ૨ | જમનાદાસ ભાઇચંદ શાહ. |
| ૧ | લલ્લુભાઇ રણછોડદાસ. ,, |
| ૭ | છોટાલાલ રણછોડદાસ. ,, |
| ૧ | અંબાલાલ હરગોવન ,, ભગત. |
| ૧ | અંબાલાલ ભુલશા. ,, |
| ૧ | કેશવલાલ મગનલાલ. ,, |
| ૧ | મુળજીભાઇ ગોરધનદાસ. ,, |
| ૧ | મથુરભાઇ મનસુખરામ. ,, |
| ૧ | સામાભાઇ વલ્લવદાસ. ,, |
| ૧ | શંકરલાલ રણછોડભાઇ જોશી. |
| ૧ | લલ્લુભાઇ હરજીવન પાઠક. |
| ૧ | મથુરદાસ મુળજી શાહ. |
| ૧ | જીવણલાલ મનસુખરામ શાહ. |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | નાથાભાઇ બહેચરદાસ પટેલ |
| ૧ | પ્રહ્લાદ બાવસંગ બારોટ |
| | **ઘમીજ.** |
| ૧ | રા. રા. સોમેશ્વર અમથારામ ગોર. |
| ૧ | રા. રા. ગીરજાશંકર જેઠારામ વ્યાસ. |
| ૧ | મુળજી જેઠારામ ત્રવાડી. |
| ૧ | નારણભાઇ જીવાભાઈ પટેલ. |
| ૧ | ડાહ્યાભાઇ તળસીદાસ પટેલ. |
| ૧ | પુરસોતમ દેસાઇભાઇ. ,, |
| ૧ | શંકરલાલ હરજીવનદાસ શાહ. |
| ૧ | વાડિલાલ દોલતચંદ. ,, |
| ૧ | લલ્લુભાઇ મુળચંદ. ,, |
| ૧ | નાનાલાલ ભાઇશંકર વ્યાસ. |

| નકલ. | નામ. |
|---|---|

## શમોલ—તા. ડરેકોઈ.

| | |
|---|---|
| ૧ | ચીમનલાલ જુગલદાસ સાધુ. |
| ૧ | મોતીભાઈ પુરૂસોતમદાસ પટેલ. |
| ૧ | શંકરલાલ બહેચરદાસ શાહ. |

## રવદાવાદ—તા. કપડવંજ.

| | |
|---|---|
| ૧ | કાળીદાસ ગીરધર શાહ. |
| ૧ | ચુનીલાલ છગનલાલ. ,, |
| ૧ | દામોદરદાસ નથુભાઇ. ,, |
| ૧ | મંગળદાસ અમીચંદ. ,, |
| ૧ | આદીતલાલ મલુકચંદ. ,, |
| ૧ | ભિખાલાલ મુળજી. ,, |
| ૧ | લલ્લુભાઇ ગીરધર. ,, |

## હલધરવાસ—તા. ઘોડાસર.

| | |
|---|---|
| ૧ | રા. રા. કવિ શંકરલાલ મગનલાલ પંડ્યા. |
| ૧ | જોશી સાંકળેશ્વર દાજીરામ શર્મા. |
| ૧ | છોટાલાલ ઘેલાભાઇ શાહ. |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | અંબાલાલ દામોદર શાહ. |
| ૧ | માણેકલાલ દ્વારકાંદાસ ,, |
| ૧ | બાપુજી વલ્લવદાસ ,, |
| ૧ | અંબાલાલ નાથજી ,, |

## નડીઆદ.

| | |
|---|---|
| ૧ | શંકરલાલ મગનલાલ શાહ. (બદરપુરવાળા) |
| ૧ | શંકરલાલ મગનલાલ શાહ. (ખડાલવાળા) |

## ચાંબલા—તા. આતરસુબા.

| | |
|---|---|
| ૧ | મહેતાજી મણિલાલ ઓચ્છવલાલ શાહ. |
| ૧ | માસ્તર કેશવલાલ ભોગીલાલ ,, |

## કાકરખડ—તા. કપડવંજ.

| | |
|---|---|
| ૨ | ભીખાભાઇ હરજીવન શાહ. |
| ૨ | જેઠાલાલ ભોગીલાલ ,, |
| ૧ | ઓચ્છવલાલ રાયચંદ ,, |
| ૧ | મંગળભાઇ રમતુભાઇ સ. સુ. શા. મે. |

નકલ. નામ.

**છીંપીયાલ–તા. કપડવંજ.**

૧ સનાભાઇ સાંકળચંદ શાહ.
૧ ગોરધનદાસ ગોકળદાસ „

**છીંપડી–તા. કપડવંજ.**

૧ છગનલાલ મનસુખલાલ શાહ.
૧ છોટાલાલ રાજારામ „
૧ ચુનીલાલ સાંકળચંદ „
૧ સોમાલાલ ગીરધર „
૧ શંકરલાલ ભુલાભાઇ પટેલ આ૦ મા૦
૧ પુરસોતમ રામશંકર ઠાકોર આ૦ મા૦
૧ આદીતરામ ખુશાલભાઇ પોરટમેન.
૧ સાંકળચંદ ગીરધર શાહ.
૧ મગનભાઇ તપોધન
૧ મોહનલાલ હરગોવન શાહ.
૧ મણિલાલ હરગોવન „
૧ ભોગીલાલ ગોરધન „
૧ સોમાભાઇ ઠક્કર.

નકલ. નામ.

૧ કેશવલાલ લલ્લુભાઇ ઠક્કર.
૧ માણેકલાલ મગનલાલ મહેતા.
૧ જીભાઇ ગેદાલ ખાંટ.
૧ કાળાજી ડાહ્યાજી „

**લસુંદ્રા–તા કપડવંજ.**

૧ જેઠાલાલ વલ્લભદાસ શાહ.
૧ જીવણલાલ પીતાંમ્બર „

**ચરડ–તા. કપડવંજ.**

૧ રણછોડલાલ છગનલાલ શાહ.
૧ અંબાલાલ છોટાલાલ „
૧ સોમનાથ છગનલાલ. „

**અરખેજ–તા. કપડવંજ.**

૧ મોતીલાલ હરીલાલ શાહ.
૧ ગીરધરલાલ છગનલાલ „
૧ મોતીલાલ રણછોડદાસ સ્કુલ માસ્તર.
૧ મણિલાલ દામોદર પાઠક.

नकल. नाम.

## આતરસુબા—તા. સદર.

૧ શંકરલાલ ગણપતરામ અધ્યારૂ.
૧ શંકરલાલ બાપુજી શાહ.
૧ માણેકલાલ છગનલાલ શાહ.
૧ મુળજી નાથજી ગાંધી.

## કપરૂપર.

૧ સાંકળચંદ લલ્લુભાઇ શાહ.

## કઠવાડા—તા. દસ્ક્રોઇ.

૧ કૃષ્ણલાલ ઇશ્વરભાઇ ભટ્ટ.

## ખડાલ.

૧ મોહનલાલ મુળજી શાહ.
૧ મોહનલાલ જેઠાલાલ કોઠારી.
૧ ત્રીભોવન કાળીદાસ શાહ.
૧ ગોરધનદાસ મોહનલાલ શાહ
૧ માણેકલાલ કાળીદાસ ,,
૧ ચીમનલાલ જેઠાલાલ ,,



नकल. नाम.

૧ ચીમનલાલ મહોસ્લાલ શાહ
૧ અંબાલાલ ભોગીલાલ ગાંધી

## ચીહુજ—પો મહુધા.

૨ માણેકલાલ ભાઇશંકર વ્યાસ

## કાણિએલ—તા. દહેગામ.

૧ અંબાલાલ શંકરલાલ શાહ
૧ મગનલાલ મથુરદાસ ,,
૧ ભુલાભાઇ રાયચંદ ,,
૧ માણેકલાલ ,,
૧ અંબાલાલ ખુશાલદાસ ,,
૧ કેશવલાલ મહોલાલ ,,
૧ મુળચંદ ગોવીંદ ક. શા. મે.

## તોરણા—તા. કપડવણુજ.

૧ રેવાશંકર ગણપતરામ વ્યાસ
૧ ગીરધરભાઇ જા:વભાઇ

નકલ. નામ.

### જબુગામ—તા. છોટાઉદેપુર.

૧ દ્વારકાદાસ ગીરધર શાહ.
૧ કેશવલાલ શીવલાલ ,,
૧ મગનલાલ છગનલાલ ,,
૧ રા. હિમનલાલ ગીરધરલાલ ,,
૧ ભાટશ્રી ચુનીલાલ ભુરાભાઇ
૧ કાળીદાસ બહેચરદાસ સ. ગુ. શા. મે.
૧ હિમતલાલ બાપુભાઇ પરીખ
૧ ચંદુલાલ પરસોતમ ગાંધી
૧ ચુનીલાલ પીતાંમ્બર
૧ મગનલાલ મનસુખ

### માડોધર—પો. વાઘોડીયા

૧ જમનાદાસ ભાપુલાલ શાહ.
૧ છોટાલાલ ફીલાભાઇ ,,
૧ હિમતલાલ છગનલાલ ,,
૧ છીતુભાઇ બાપુભાઇ શેખ
૧ હીમતસંગ જેઠાભાઇ ચાવડા

નકલ. નામ.

### વાઘોડીઆ—તા. ચહર.

૨ પુરસોતમ માણેકલાલ શાહ
૨ નાથાલાલ ત્રીભોવન ,,

### બોડેલી.

૨ છત્રસીંહજી કુબેરસીંહજી

### કુરઇ.

૧ રામદાસ જેઠાભાઇ પટેલ
૧ કુલાભાઇ મુળજીભાઇ ,,
૧ કાશીભાઇ કાળીદાસ ,,

### ગોરજ—પો. વાગોડીયા.

૨ અંબાલાલ પુરસોતમ ગોર
૨ ચીમનલાલ મથુરભાઇ ,,
૨ ચુનીલાલ ઠક્કર
૨ ગોરધનભાઇ ,,

### મદાર—તા. હાલોલ.

૨ કેશવલાલ જેઠાભાઇ ઠક્કર
૨ ઇશ્વરભાઇ ગોરધન ,,

નકલ. નામ.

૧ બાપુજી સદારામ ગોર

## ધણીયોલ—તા. દહેગામ.

૧ માસ્તર નાથાલાલ લલ્લુરામ દવે
સ. ગુ. શા. મે.

૧ હાથીભાઇ ગેલાભાઈ શાહ
૧ છોટાલાલ હાથીભાઇ ,,
૧ જેઠીદાસ જીવરાજ ,,
૧ સોમચંદ કસ્તુરચંદ ,,
૧ કેશવલાલ જેઠારામ જાંની
૧ જસકણજી રેવાજી પટેલ (મુખી)

## છાલા—તા. દહેગામ.

૧ મોહનલાલ છગનલાલ ગાંધી (તલાટી)
૧ છોટાલાલ ત્રીકમલાલ વ્યાસ
૧ શંકરલાલ છોટાલાલ આ. માસ્તર.
૧ લાલજી રણછોડ પોલીસ પટેલ.

નકલ. નામ.

## અમદાવાદ.

૧ ભીખાભાઇ લલ્લુભાઇ શાહ
૧ મોહનલાલ ગોરધનદાસ ,,

## ચેખલાપગી—તા. દહેગામ.

૧ શંકરલાલ શીવરામ સ. ગુ. શા. મે.

## અડાસ.

૧ અંબાલાલ શંકરભાઈ આ. મા.

## વાંઠવાળી.

૧ જુગાજી પોંચાજી. બારઇઆ. આ. મા.

## કુહા.

૧ બળદેવ રણછોડ શાહ
૪ શંકરલાલ દોલતચંદ ,,

## ડાકોર.

૧ પુરસોતમ મંગળજી ભટ
૧ શંકરલાલ મંગળજી ,,
૧ મોહનલાલ કેશવરામ ત્રીવેદી

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | ભોગીલાલ ગોવીંદરામ ભટ |
| ૧ | પુનમચંદ પુરસોતમ |
| ૧ | મગનલાલ ભુલાભાઇ |
| ૧ | સંપતરાવ મોતીરામ |
| ૧ | હરિલાલ સોમેશ્વર ભટ |

### બહિએલ.

| | |
|---|---|
| ૧ | રોહીલામીયાં ફોજદાર |
| ૧ | શોભારામ શીવરામ પોસ્ટમેન |
| ૧ | સોમેશ્વર મગનલાલ ઉપાધ્યાય. |

### હિબોલ–તા. આબરસુબા.

| | |
|---|---|
| ૨૫ | રા. રા. ડૉકટર ચીમનલાલ નાથજી. |
| ૧ | છગાભાઇ જીવાભાઇ પટેલ. |

### આંત્રોલી.

| | |
|---|---|
| ૧ | વ્યાસ અંબાલાલ છગનલાલ |
| ૧ | વ્યાસ મંગળભાઇ બહેચરભાઇ |

| નકલ. | નામ. |
|---|---|

### મુ. નાની ઝુમડી છોટાઉદેપુર.

| | |
|---|---|
| ૧ | ભટ પ્રાણશંકર ગીરજાશંકર |

### ખંભાત.

| | |
|---|---|
| ૧ | પંડયા ભાઇશંકર ડાહ્યાભાઇ. |

### અરસેવણી.

| | |
|---|---|
| ૧ | શુકલ છોટાલાલ દાજીરામ અદરપુર સ્કુલ મા. |

### જબુગામ.

| | |
|---|---|
| ૧ | ઠાકોર જસવંતસિંહજી ભારતસિંહજી. |
| ૧ | સુથાર કેશવલાલ કલ્યાણ. |

### નાંદોલ.

| | |
|---|---|
| ૧ | મુળશંકર બાળગોવિંદ ઠાકર. |
| ૧ | કેશવલાલ સદાશિવ „ |
| ૧ | હિરાલાલ ઓંકારનાથ ડાકટર. |

# જાહેર ખબર.

મારા મહેરબાન વાત એવી છે કે—

## જે બોલે તેનાં બોર વેચાય.

માટે આવો અને જુવો અમારૂં—

# સ્વદેશી દંતમંજન.

દાંતના તમામ રોગોનો નાશ કરે છે કે નહિ ? પછી—

સુણું બાહુ ને સીદ્ધપુરની યાત્રા !

દાક્તરની દવાને વૈદ્યની માત્રા !

તેમ કરવું હોય તો તમારી પોતાનીજ ખુશી.

ડબીની કીંમત રૂ. ૦—૪—૦ છે. એક વખત વાપરો તો જણાય ઝવેરી કે ખાપરો. લેખક હું છું.

ચીમનલાલ મોતીરામ વસીજવાળો.

મળવાનું ઠે. બહદરપુર.

## પુસ્તકો મળવાનું તેમજ બીજા ભાગમાં ગ્રાહક થનારનાં નામ નોંધાવાનું ઠેકાણું:—

૧ ભાઈશંકર પ્રભુરામ પાઠક.

ઠે. મરજાદી મંદિરમાં.

મુ. બાધરપુર—સંખેડા.

[ ડભોઇ બોડેલી રેલવે. ]

૨ શા. અંબાલાલ હરગોવિંદ ભગત.

મુ. ખડાલ.

૩ રા. શંકરલાલ ગણુપતરામ અધ્યારૂ.

મુ. આતરસુબા.

૪ રા. ગીરધરલાલ જાદવજી.

મુ. તોરણા—તા. કપડવંજ.

૫ ડાકટર ચીમનલાલ નાથજી.

મુ. હીલોલ—તા. આતરસુબા.

કર્તા પાસેથી પણ મળશે.

મુ. બંદરપુર.

# જાહેર ખબર

અમારી તરફથી "પ્રેમનું પંખી" ભાગ ૨ જો. થોડા દિવસમાં તૈયાર થશે. જેની અંદર નીચે પ્રમાણે વિષયોનો સમાવેશ કરવામાં આવશે.

| | |
|---|---|
| ૧ રખડતો રાજકુમાર. | ૬ કન્યાની લાલસા. |
| ૨ ભરવાડણનાં ભેદ ભરેલાં વાકયો. | ૭ લલિતનો આનંદમય સંસાર. |
| ૩ હિનદુહિતા. | ૮ સૌભાગ્યની શૂરવીરતા. |
| ૪ વિધવા વિલાપ. | ૯ બારોટની બહાદુરી. |
| ૫ પ્રેમદા પોકાર. | ૧૦ મણીનો પુનઃ મેળાપ. |

વિગેરે ભરપુર વિષયોથી બહાર પાડવામાં આવશે. જેની કીંમત સમયના યોગે જુજ ફક્ત રૂ. ૧–૦–૦ રાખવામાં આવેલ છે. અગાઉ આશ્રયો તરીકે નામ નોંધાવાની ઇચ્છા હોય તો ભુલશો નહિ. લગભગ દળદાર મજબુત તેમજ પાકુ પુઠું છતાં પુસ્તકના પ્રમાણમાં કીંમત ઘણીજ જુજ છે માટે તાકીદે નામ નોંધાવો.

લેખક

કવિ એમ. પાઠક બદલપુરવાળા.

# જાહેર ખબર.

પ્રિય વાંચક અમારા તરફથી એક રસિક નૉવેલ સંવત ૧૯૭૪ ના સાલનો આબેહુબ ચિતાર

# વિધવા વિલાપ.

એ નામનું રસિક પુસ્તક થોડાજ દિવસમાં બહાર પડનાર છે. જેની કીમત અમુલ્ય છતાં આ પુસ્તકના ગ્રાહકો પૈકી કોઇ પણ સખસને ઇચ્છા થાય તો રૂ. ૦—૧—૬ ની ટીકીટ બીડી મંગાવી લેવી.

કવિ એમ. પાઠક.

મુ બહલપુર

પોસ્ટ બહિયલ—તા. દહેગામ.